# बजावणी संबंधी सूचना.

## વડોદરા ઈલાકાની દીવાની કોર્ટના

કાનુન અને પદ્ધતિઓને લગતી.


બનાવનાર

આનંદદાસ ભોળાભાઈ પારેખ

ફર્સ્ટ ક્લાસ મુનસીફ, પેટલાદ, જીલ્લે વડોદરા.



પ્રસિદ્ધ કરનાર

મગનલાલ રણછોડદાસ ભક્ત.

अमदावादमां

…ની હવેલી પાસે અમદાવાદ યુનાઈટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની (લિમિટેડ) ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૭૭. સંવત ૧૯૩૪.




કિમ્મત ચાર આના.

# બજાવનારાઓને લગતી સુચના.

## પ્રકરણ ૧ લો.

### ફરિયાદ થયા પછીથી તે હુકમનામું થતા સુધીના પ્રોસેસો બાબત.

૧. પ્રતિવાદી ઉપરનો સમન બરાબર રીતે બજાવવાનું જોખમ બજાવનાર પટાવાળા ઉપરછે.

૨. પ્રતિવાદી ઉપરનો સમન પ્રતિવાદીને કોર્ટના સીક્કા અને કોર્ટના કલાર્કની સહીવાળી એક નકલ આપી તે અથવા આપવા માંડી તે બજાવવો, અને જ્યારે એક કર્તા વધારે પ્રતિવાદીઓ હોય ત્યારે દરએક પ્રતિવાદીને એકેકી નકલ આપવી. અગર આપવા માંડવી.

૩. જે તારીખે પ્રતિવાદીને હાજર થવાનું સમનમાં ફરમાવેલું હોય, તે તારીખ પહેલાં સાત દિવસ આગમચ પ્રતિવાદીને પટાવાળાએ સમન પહોંચાડવો. પટાવાળાના હાથમાં સમન આપે ત્યારે સાત દિવસ અગાઉ સમન પહોંચાડવા જેટલો વખત રહેલો ન હોય તો તે સમન બજાવવા,કે નહીં, તે વીષે પટાવાળાએ કોર્ટના ન્યાયાધીશ (મુનસીફ) નો હુકમ મેળવવો,ને તે હુકમ પ્રમાણે અમલ કરવો.

૪. સમન બની શકે ત્યાં સુધી પ્રતિવાદીને હાથો હાથ પહોંચાડવો, પણ સમન લેવાને અખ્તિયારીને આપેલો સમન તેને પહોંચાડશે તો બસછે.

૫. નીચે લખેલાં માણસોને સમન અથવા બીજાં પ્રોસેસો લેવાને સારૂ અખ્તિયાર આપી શકાય.

૧. જે પક્ષકારો કોર્ટની હકુમતમાં રેહેતા ન હોય તેવા પક્ષકારોને બીજો કોઇ હાજર થવાને તથા અર્જીઓ કરવાને ખુલ્લી રીતે અખ્તિયાર આપેલો ન હોય તો તેના તરફથી, અને તેમને નામે જે સખસો વેહેપાર અથવા ધંધો ચલાવતા હોય તેમને તે વેહેપાર અથવા ધંધા સંબંધી બાબતમાં અખ્તિયાર પામેલા માણસછે એમ પટાવાળાએ સમજવું.

૨. જે પક્ષકારો કોર્ટની હકુમતની હદમાં રેહેતા હોય, તે માણસો પોતાના તરફથી હાજર થવાને તથા અરજ કરવાને મુખ્તિયારનામું અગર કુલ મુખ્તિયારનામું જે માણસને આપે, તે માણસ અખ્તિયાર પામેલો છે એમ પટાવાળાએ સમજવું.

૩. હોદ્દાના જોરથી અથવા બીજી રીતના અખ્તિયારથી કોઇ ફરિયાદીનું અથવા બીજા ઇનસાફની રીતનું કામ કરવાનો જે શખ્સને અખ્તિયાર હોય તે માણસ અખ્તિયાર પામેલો છે એમ પટાવાળાએ સમજવું.

૪. કલમ ૧—૨—૩ માં લખેલા મુખ્તિયારો શિવાય કોર્ટની હકુમતની હદમાં રેહેનારા માણસોને સમન અથવા પ્રોસેસો લેવાને અખ્તિયાર આપેલો હોયતો તેવા મુખ્તિયાર ઉપર પટાવાળાએ સમન તથા બીજાં પ્રોસેસો બજાવવા.

૬. પટાવાળાએ સમન બજાવતી વખતે ધ્યાનમાં રાખવું કે મુખ્તિયાર ઉપર જ્યારે સમન બજાવવામાં આવે ત્યારે ઉપર બતાવેલી રકમ ૧ થી ૪ સુધીના ઠરાવો પ્રમાણે તે મુખ્તિયારો નીમાયલાછે; અગર એ ઠરાવો મુજબ નીમાયલા ના હોય તો તેમને પટાવાળાએ મુખ્તિયાર ગણવો નહીં. દુકાનનો મુનીમ

જે ભાગીઓ કોર્ટની હકુમતની હદમાં રહેતો હોય તેનો મુખ્ત્યાર છે એમ સમજવું નહીં. ફરિયાદ થતા પહેલાં જે દુકાનનું કામ બંધ થઇ ગયું હોય, તે દુકાનના ગુમાસ્તાને મુક્ત્યાર સમજવો નહીં.

૭. જે માણસને કુલ મુખ્ત્યાર નીમેલો હોય તે માણસ બીજા કોઇને પોતાનો અખ્તિયાર આપી દેતો, તેવા મુખ્ત્યારના નીમેલા મુખ્ત્યારને અખ્તિયારવાળો માણસ પટાવાળાએ સમજવો નહીં. પણ કુલ મુખ્ત્યારે એક કામ પુરતો મુખ્ત્યાર નીમેલો હોય તો તેવા માણસને અખ્તિયારવાળો માણસ પટાવાળાએ સમજવો.

૮. પંત્યાળી દુકાનનો ભાગીયો બીજા ભાગીયાનો સમન લેવાનો મુખ્ત્યાર છે એમ પટાવાળાએ સમજવું.

૯. ઉપર લખેલા મુખ્ત્યારને લખીને અખ્તિયાર આપેલો હોય તો પટાવાળાએ તેને અખ્તિયાર પામેલો માણસ ગણવો નીકર નહીં.

૧૦. જ્યારે પ્રતિવાદી જાતે મળી શકે નહીં. અને સમન લેવાનો અખ્તિયાર આપેલો તેવો કોઈ મુખ્ત્યાર હોય નહીં. ત્યારે તેની સાથે રહેનારા તેના કુટુંબના પાકી ઉમ્મરના મરદને પટાવાળાએ સમન પહોંચાડવો.

૧૧. સોળ વર્ષની ઉમ્મર થએલી એવા હિંદુ મરદને અને મુસલમાન મરદઇમાં આવેલો મરદ હોય તેને પાકી ઉમ્મરનો ગણવો.

૧૨. કોઇ નહાની ઉમ્મરનો છોકરો તથા તેની મા ભેગા રહેતા હોય અને તેમના બન્ને ઉપર ફરિયાદ કરવા આવી હોય તો છોકરા ઉપરનો સમન તેની માને પહોંચાડવો નહીં. પણ છોકરાને જાતે તે સમન પહોંચાડવો ને તેની માને તે વીષેની ખબર આપવી. પ્રતિવાદી બજારમાં ગયો હોય અથવા

થોડીવારમાં પાછો ઘેર આપવાનો હોય તો પટાવાળાએ પ્રતિવાદી મો નહીં. એમ ગણી તેના કુટુંબના મરદ માણસને સમન પહોંચાડવો નહીં; પણ બીજી વખતે સમન પહોંચાડવા જવું. જ્યારે પ્રતિવાદીને જાતે સમન પહોંચાડવામાં આવે અથવા તેના મુખ્તિયારને અથવા પ્રતિવાદીના તરફથી તેના કુટુંબના પાકી ઉમ્મરના માણસને સમન પહોંચાડવામાં આવે ત્યારે અસલ સમનની પીઠે સમન પહોંચેછે. એવી સહી કરવાને પટાવાળાએ જે માણસને સમન પહોંચાડ્યો હોય તે માણસને કહેવું; અગર સહી કરી આપવાની તે માણસ ના કહે તો નકલ આપીને અથવા આપવા માંડીને પટાવાળાએ પાછા આવવું. ને જે હકીકત હોય તે પોતાના રિપોર્ટમાં લખવી. જ્યારે પ્રતીવાદી મળી ન શકે તથા સમન લેવાને કોઇ તેહેની અખ્તિયારવાળો માણસ ન હોય અથવા સમન પહોંચાડી શકાય એવો બીજો કોઈ માણસ ન હોય ત્યારે પટાવાળાએ જે ઘરમાં પ્રતીવાદી રેહેતો હોય તે ઘરને આગલે દરવાજે સમનની નકલ ચોડવી. અને સમનમાં લખેલે ઠેકાણે પ્રતિવાદી રેહેતો ન હોય પણ પટાવાળાને એમ ખબર પડે કે કોર્ટની હદમાં બીજે ઠેકાણે પ્રતિવાદી મળશે અથવા પ્રતિવાદી રેહેછે. તો તે ઠેકાણે વાદી ભથુ આપે તો પટાવાળાએ સમન બજાવવા જવું. જે ઘરને આગલે બારણે પટાવાળો સમન ચોડે તે ઘરમાં પ્રતિવાદી ખરેખર રેહેતો હોય તો ચોડવું. પટાવાળો સમન બજાવીને લાવે ત્યારે તેણે અસલ સમનની પીઠે તે સમન ક્યારે અને શી રીતે બજાવ્યો તે વીશેનો રિપોર્ટ કરવો.

૧૩. પટાવાળો સમન પહોંચાડ્યાનો રિપોર્ટ કરે તેમાં પ્રતિવાદીને કોની ઓળખાણથી સમન પહોંચાડ્યો તે પણ લખવું. ને રીપોર્ટ નીચે પોતાની સહી કરવી. કોર્ટનો ખાસ હુકમ થાય ત્યારે પટાવાળાએ કોર્ટની પ્રસિદ્ધ જગ્યામાં સમનની

એક નકલ ચોડવી અને પ્રતિવાદી છેલ્લો ક્યાં રહેતો હતો તે માલૂમ પડે તો તે તેના છેલ્લા રહેવાના મકાનને દરવાજે પણ નકલ ચોડવી. કોર્ટએ શિવાય કોઈ બીજી રીતે સમન પહોંચાડવાનો હુકમ કરે તો પટાવાળાએ તે મુજબ અમલ કરવો.

૧૪. પ્રતિવાદી છેલવેલો જે ઘરમાં રહેતો હોય તે ઘર પટાવાળાએ કહ્યું સમજવું, કે જે ઘરમાં પ્રતિવાદી સમન બજાવતી વખતે રહેતો હોય તે અગર તે વખતે તેને રહેવાનું ઘર ના હોય તો તે વખત પહેલાં જ્યાં તે રહેલો હોય તે સમજવું.

૧૫. જે કોર્ટમાં પટાવાળો નોકર હોય તે કોર્ટનો મુનશીફ બીજી કોઈ કોર્ટનો સમન બજાવવા હુકન આપે તો તે સમન પટાવાળાએ પોતાની કોર્ટનો સમન હોય તેજ રીતે બજાવવો.

૧૬. જ્યારે જમીન અથવા બીજી સ્થાવર મિલકત બાબત ફરિયાદ હોય અને સમન પ્રતિવાદીને જાતે પહોંચાડી શકાય નહીં. તથા સમન લેવાને પ્રતિવાદીનો કોઈ મુખ્તિયાર પણ હોય નહીં. ત્યારે પ્રતિવાદીના તરફથી દાવાવાળી જમીન અથવા બીજી સ્થાવર મિલકત જેના કબજામાં હોય તેને પટાવાળાએ સમન પહોંચાડવો.

૧૭. ગીરોદાર અથવા બાકુત અથવા એકુત મણુવતીયો ઉપરની કલમ પ્રમાણે પ્રતિવાદીના તરફથી સ્થાવર મિલકત અથવા જમીનના કબજેદાર છે એમ સમજવું નહીં. પણ તે પ્રતિવાદીના ગુમાસ્તા ચાકર અથવા વહીવટ કરનાર અથવા મુખ્તિયાર તેના તરફના માણસ એ કલમ પ્રમાણે તેના તરફના કબજેદાર છે એમ સમજીને પટાવાળાએ સમન પહોંચાડવો.

૧૮. કોઈ ફરિયાદીના કામમા નવો પક્ષકાર કરવામાં આવે ત્યારે તેમના ઉપર કોર્ટથી કરેલી નોટીસ અગર સમન

પટાવાળાએ પ્રતિવાદીને સમન બજાવવાની જે રીતછે તે મુજબ બજાવવી.

૧૯. ફેંસલો થતા પહેલાં પ્રતિવાદીને કેદ પકડવાનો વા- રંટ પટાવાળાએ હુકમનામું અમલમાં લાવવામાં પ્રતિવાદીને કેદ પકડવાની જે રીતછે તે રીતે અમલમાં આણવું.

૨૦. ફેંસલો થતા પહેલાં પ્રતિવાદીની મિલકત જપ્ત કરવાનું વારંટ જે રીતે હુકમનામાથી જપ્ત કરવાનું વારંટ બજાવવામાં આવેછે તેજ રીતે કારકુને બજાવવું.

૨૧. ફેંસલો થતા પહેલાં પ્રતિવાદીની મિલકત જપ્ત કરવાનું વારંટ અથવા કેદ પકડવાનું વારંટ જે કોર્ટે કાડયું હોય, તે કોર્ટના કારકુન અથવા પટાવાળાએ તે કોર્ટની હદમાં બજાવવું.

૨૨. ફેંસલો થતા પહેલાં અથવા ફેંસલો થયા પછી. તાકીદ માગવાને વાદી અર્જી કરે, તે કામમાં કોર્ટથી થએલી નોટીસ પ્રતિવાદી ઉપર સમન બજાવવાની જે રીતછે તે મુજબ પટાવાળાએ પ્હોચાડવી.

૨૩. પક્ષકારો ઉપર મુકદમો ચાલતાં જે નોટીસો અથવા બીજા દીવાની પ્રોસેસો કાડવામાં આવે તે કામમાં જો પક્ષ- કારનો વકીલ હોયતો, વકીલને પટાવાળાએ તે નોટીસો અથવા પ્રોસેસો પહોંચાડવા પણ વકીલ ના હોય તે પ્રતીવાદી ઉપર સમન પહોંચાડવાની જે રીત ફરમાવેલીછે તે મુજબ તે પક્ષકારને પહોંચાડવા.

૨૪. પ્રતિવાદીને વખતસર સમન ન પહોંચ્યો હોય, તે કામમાં કોર્ટથી કરેલી નોટીસ અગર સમન્સ. સમનની રીત પ્રમાણે પહોંચાડવો.

૨૫. એકતરફી ફેંસલો તથા વાદીની ગેરહાજરીથી થએલો ફેંસલો રદ કરવાની અરજીના કામમાં કરેલી નોટીસ પ્રતિ- વાદી તથા વાદી ઉપર સમન બજાવવાની જે રીત ફરમાવે-

લીછે તે રીતે બજાવવી.

૨૬. સાક્ષીસમન પટાવાળાએ યોગ્ય વખત પહેલાં અસલ સમન બતાવી તેની નકલ એક આપી સાહેદને જાતે પટાવાળાએ પહોંચાડવો.

૨૭. સાહેદ સમન જ્યારે પહોંચાડી સકાય નહીં. ત્યારે પટાવાળાએ રિપોર્ટ કરી પાછો રજુ કરવો.

૨૮. સાહેદસમન્સ જ્યારે પહોંચાડવામાં આવે ત્યારે પટાવાળાએ તે સમન કયારે ને શી રીતે પહોંચાડ્યો તે બાબત અસલ સમનની પંઠે રીપોર્ટ કરવો.

૨૯. સાહેદ નાશી ગયો હોય અથવા સંતાઈ બેઠો હોય તો કોર્ટ હુકમ કરે ત્યારે તેને હાજર થવાનું કરેલું જાહેરનામું કોર્ટની પ્રસિદ્ધ જગ્યાએ અથવા સાહેદના રેહેવાના ઘરને પટાવાળાએ ચહોડવું અને તે સાહેદની મિલકત જપ્ત કરવાનું વારંટ હુકમનામાની બજાવણીના કામમાંથી જપ્તી કરવા કાડેલા વારંટની રીત પ્રમાણે બજાવવું.

૩૦. સાહેદ ઉપરનું કરેલું વારંટ પટાવાળાએ સાહેદને પકડીને કોર્ટની સમક્ષ હાજર કરીને બજાવવું.

૩૧. પક્ષકારના વકીલને સમન પહોંચાડે તો બસછે. તેને જાતે પહોંચાડવાની જરૂર નથી.

૩૨. ઠરાવના દિવસ પહેલાં સાહેદની જુબાની લખી લેવાની હોય, તે બાબત પક્ષકારો ઉપર કરેલી નોટીસ સમન બજાવવાના ફરમાન મુજબ પટાવાળાએ બજાવવું.



# પ્રકરણ ૨ જો.

## હુકમનામું થયા પછીના પ્રોસેસો.

૩૩. હુકમનામું બજાવવાનો હુકમ કરતા પેહેલાં પ્રતિવાદી ઉપર કરેલી નોટીસ પટાવાળાએ પ્રતિવાદી ઉપર સમન બજાવવાની રીતછે તે મુજબ બજાવવી.

૩૪. હુકમનામું થયા પછી પક્ષકાર ઉપર અથવા સાહેદ ઉપર સમન બજાવવાનો હોયતો જે રીતે ઇસ્યું કર્યાં પછી પક્ષકારપરના સમન તથા સાહેદ સમન બજાવવાની રીતછે તે મુજબ બજાવવો.

૩૫. ઘર જમીન અથવા બીજી સ્થાવર મીલકત બાબતનું હુકમનામું હોય, અને તે મિલકત પ્રતિવાદી અથવા તેના તરફથી બીજા માણસના કબજામાં હોય અથવા જે ફરિયાદમાં હુકમનામું થયું હોય તે ફરિયાદ થયા પછી પ્રતિવાદી પાસેથી કોઇ માણસે તે મિલકત ઉપર હક મેળવેલો હોય તેવા માણસના કબજામાં હોયતો કારકુને હુકમનામાવાળાને કબજો અપાવવો, ને ઉપર કહેલા માણસ કબજો આપે નહીં. તો કારકુને તેને ખસેડી કબજો અપાવવો.

૩૬. પ્રતિવાદીનો ગણુવતીઓ અથવા બાકુત અથવા ગીરોદાર ઉપલી કલમના અર્થ પ્રમાણે પ્રતિવાદીના તરફથી કબજેદારછે એમ કારકુને સમજવું નહીં. કબજે અપાવતી વખતે ઘરને તાળુ હોય અને કારકુનને એમ ખાત્રી થાય કે પ્રતિવાદીનું અથવા તેના તરફના માણસનું તાળુંછે તો તે તાળું ઉઘાડવાનું કારકુને કેહેવું, અને તાળું ઉઘાડી આપવામાં આવે નહીં. અગર તાળું મારનાર માણસ તે ઠેકાણે હાજર હોય નહીં, તો કારકુને તાળું તોડી કબજો અપાવવો. ઘરમાં પેઠા પછી પરચુરણ માલ હોયતો કાહાડી લેવાનું પ્રતીવાદીને કેહેવું.

અને પ્રતિવાદી પોતાનો માલ કાહાડી લે નહીંતો કારકુને તે માલ કાહાડી નાખવો, તે માલ કાહાડી લેવાને કોઇ માણસ તે ઠેકાણે હાજર ન હોયતો હુકમનામાવાળાને ખર્ચે તે માલ એક યાદ કરી કારકુને કોર્ટમાં લાવવો. જમીન કબજે આપતી વખતે તે જમીન ઉપર વાવેતર ઉભુ હોયતો કારકુને કબજો અપાવવો નહીં. પણ તે બાબત કોર્ટને રીપોર્ટ કરવો. પછી જે પ્રમાણે હુકમ કરે તે પ્રમાણે અમલ કરવો.

૩૭. જે જમીન અથવા સ્થાવર મિલકતનું હુકમનામું થયું હોય, તે રૈયતના કબજામાં હોય; અથવા કબજો રાખવાનો હક હોય, એવા સસના કબજામાં હોયતો વારંટની એક નકલ તે જમીન અથવા સ્થાવર મિલકત ઉપર પ્રસિદ્ધ જગ્યાએ કારકુને ચોડવી, અને યોગ્ય ઠેકાણે શીરસ્તા પ્રમાણે સાદ પડાવીને કારકુને તે હુકમનામાની મતલબ જાહેર કરવી.

**પૈસા બાબત હુકમનામું બજાવવાની રીત.**

૩૮. પ્રતિવાદીના કબજામાં જંગમ માલ હોયતો તે કબજો લેઇ કારકુને જપ્તી કરવી.

૩૯. જંગમ માલની જપ્તી કરવામાં કારકુને અને તેમજ પ્રતિવાદીને કેદ પકડવામાં પટાવાળાએ પ્રતિવાદીના રેહેવાના ઘરના આગળે બારણે તાળું હોયતો કારકુને બારણું તોડી માલ જપ્ત કરવો નહીં. ને પટાવાળાએ પ્રતિવાદીને કેદ પકડવો નહીં; પણ ઘરમાં પેઠા પછી એ ઘરનાં બારણાં બંધ હોય તો કારકુને તે બારણાં તોડી જપ્તી કરવી.

૪૦. પ્રતિવાદીની માલ ભરવાની વખાર કિંવા દુકાન અથવા રેહેવાના ઘર શીવાયના બીજાં ઘરોમાં જપ્તી કરવાની હોયતો આગલુ બારણું કારકુને તોડી જપ્તી કરવી.

૪૧. પ્રતિવાદીનો માલ કોઇ ત્રીજા સક્ષના ઘરમાં અથવા પ્રતિવાદી જાતે કોઇના ઘરમાં હોયતો કારકુને અગર પટાવા-

ળાએ તે ઘરના માલીકને પ્રતિવાદીનો માલ પોતાને આપવાને અથવા પ્રતિવાદીને પોતાને સ્વાધિન કરી દેવાને કહેવું. પછી તે ઘરધણી ના માને તો આગળના ને અંદરના જે જરૂર પડે તે બારણાં તોડી કારકુને જપ્તી કરવી. અથવા પટાવાળાએ પ્રતિવાદીને કેદ પકડ્યો પણ તે ત્રીજા માણસને પ્રતિવાદીનો માલ કબજે રાખવાનો હક હોયતો કારકુને વારંટથી માલ પકડીને જપ્ત કરવો નહીં.

૪૨. જપ્તી કરવામાં માલની યાદી હુકમનામાવાળાએ રજુ કરી હોય તો તે યાદીમાં લખ્યા મુજબનો માલ કારકુને જપ્તીમાં લેવો પણ યાદી રજુ કરી ન હોય અને મોઘમ દરખાસ્ત કરવામાં આવી હોયતો હુકમનામાવાળો બતાવે તે માલ તેટલોજ કારકુંને જપ્તિમાં લેવો શાથિ કે કોઈ ત્રીજા માણસનો માલ જપ્તીમાં આવી જાય અને તેમાથી હુકમનામા વાળાના બતાવ્યા શીવાય કારકુન જપ્તીમાં લેતો કારકુન જાતે નુકશાની વાસ્તે જવાપદાર થાયછે. માટે કારકુને હુકમનામા વાળાના બતાવ્યા શીવાય માલ જપ્તીમાં લેવો નહીં.

૪૩. જે માલ જપ્તીમાં લેવાનો હોયતે માલ મુલકી અધીકારીઓએ કરેલી જપ્તીમાં હોય અગરતે માલ ઉપર તેમનું લેહેણું હોયતો તે માલ કારકુંને જપ્ત કરવો નહીં. ફકત યાદ કરવી પણ પટેલ તથા તલાટીનું સરટીફીકેટ લેવું તેમાં લખાવી લેવું કે આટલું સરકારનું લહેણુંછે તે પેટે એ માલ ફલાણી તારીખથી જપ્તીમાંછે.

૪૪. કારકુને પ્રતિવાદી તથા તેના કુટુંબના કામના જરૂરી પેરવાના કપડાં ધંધાના જરૂરી ઓજાર અને ઉપજીવીકા સારૂ જેટલી જમીન અને તેના ખેતીના કામ પુરતાં ઢોર જપ્તીમાં લેવાં નહીં. પણ સાંનમાં હોયતો જપ્તી કરવી.

૪૫. જે માલ હરાજ થતા સુધી રહી શકે એવો ન હોય,

જેવા કે રાંધેલું અનાજ' શાક, ઘાસ વિગેરે તે માલ જપ્તીમાં લેવા નહીં.

૪૬. ત્રીજા સક્ષસને પ્રતિવાદીનો માલ કબજામાં રાખવાનો હક હોયતો કારકુને તે માલ પકડીને જપ્ત કરવો નહીં. માલનોધ કરવી વેચી શકાય એવા દસ્તાવેજો પકડીને કારકુને જપ્તીમાં લેવાં. જેવાકે ખત હુકમનામામાં હુંડી તથા તેવા બીજા દસ્તાવેજો વેચી શકાય હેવા દસ્તાવેજો સમજવા પણ હીસાબના ચોપડા કારકુને જપ્તીમાં લેવા નહીં.

૪૭. માલમતા તથા બીજો જંગમ માલ પ્રતિવાદીના કબજામાં ન હોય તે જપ્તી કાવાનો મનાઈ હુકમ પટાવાળાએ કોર્ટની પ્રસિદ્ધ જગ્યાએ ચોડવો તથા એક નકલ જે માણસના કબજામાં તે માલ હોય તેને આપવી અથવા પોષ્ટ મારફત રજીષ્ટર કરી મોકલવી.

૪૮. જ્યારે લેહેણું જપ્ત કરવું હોય ત્યારે જપ્તીનો હુકમ કોર્ટની પ્રસિદ્ધ જગ્યામાં ચોડવું તથા દરેક દેણદારને તે હુકમની એક નકલ આપવી અથવા રજીષ્ટર કરી પોષ્ટ મારફત મોકલવી.

૪૯. હરરાજીના જાહેરનામાં પટાવાળાએ જે ઠેકાણે જપ્તી કરેલી મિલકત હોય તે ઠેકાણે પ્રસિદ્ધ જગ્યોએ અને કોર્ટની પ્રસિદ્ધ જગ્યોએ ચોડવાં.

૫૦. જંગમ માલ હરાજ કરવામાં આવે ત્યારે ખરીદદાર પાસેથી ખરીદીના પૈસા તરત લેવા અને તે ખરીદદારને કારકુને રસીદ લખી આપવી. જો ખરીદદાર પૈસા ના આપે તો ફરીથી તરત હરાજ કરવો.

૫૧. જંગમ મિલકત હરાજ કરવામાં કારકુન કાંઈ ગેર શીરસ્તે કરશે તો તેનાથી જે નુકશાન થશે તેને વાસ્તે તે કારકુંન જવાપદાર થશે.

૫૨. જંગમ મિલકતનું અથવા સ્થાવર મિલકતનું લીલામ

તહેવારના દહાડે અથવા કોર્ટમાં જે દિવસે રજા હોય તે દીવસે કરવું નહીં.

૫૩. સ્થાવર મિલકતનું વેચાણ કરનાર કારકુને તે મિલકત પર નાહક ઝાહેર કરવામાં હાથ ઘાલવો નહીં. તેમ કોઈ સખ્સ પોતાનો હક ઝાહેર કરે તો તેને તેમ કરવા દેતાં હરકત કરવી નહીં.

૫૪. જંગમ મિલકત કબજે લેઈ જપ્તી કરવામાં આવી હોયતો ખરીદદારને તે મિલકત સોંપી દેવી. ઘર જમીન અ-થવા બીજી સ્થાવર મિલકત પ્રતિવાદીના અથવા તેના તરફથી બીજા માણસના કબજામાં હોય અથવા તે મિલકતની જપ્તી થયા પછી પ્રતિવાદીયે ઉત્પન્ન કરેલા હકથી કોઈ માણસના કબજામાં હોય તો ખરીદદારને અથવા તેના તરફના માણસને કોર્ટના હુકમથી કારકુને કબજો અપાવવો અને જરૂર પડે તો જે માણસ કબજો ના આપે તેને ખસેડીને અપાવવો.

૫૫. જ્યારે હરાજ કરેલી જમીન અથવા બીજી સ્થાવર મિલકત ખેડુતનાકબજામાં હોય અથવા જે સખ્સોને કબજે રાખવાનો હક હોય તો તેમના કબજામાં હોયતો ખરીદદારને હરાજીના સરટીફીકેટની એક નકલ હરાજ થએલી જમીન અથવા સ્થાવર મિલકત ઉપર કોઈ પ્રસિદ્ધ જગ્યાએ ચોડીને તથા વાંચી બતાવીને અથવા બીજી રીતે પ્રતિવાદીના હક હિસ્સો ને સબંધ ખરીદદારે વેચાથી રાખ્યોછે એવી ખબર આપીને કારકુને કબજો અપાવવો.

૫૬. વેચાય હેવા લેખ કબજે લેઈને જપ્તી કરી હોય તો લીલામમાંથી જે સક્ષસ ખરીદ કરે તેના કબજામાં કારકુને સોંપી દેવા.

૫૭. હુકમનામું બજાવવામાં પ્રતિવાદીને કેદ પકડવામાં આવે ત્યારે પટાવાળાએ તે કેદીને બની શકે તેમ તાકીદથી

કોર્ટના રૂબરૂ લેઆવવો, અને કેદી પકડાઇને આવ્યા પછી પોતાના છુટકારાના સારૂ અર્જ કરેતો કોર્ટના હુકમથી તે અર્જીનો નીકાલ થતાં સુધી તે કેદીને જામીનપર ખુલ્લો રાખવો, ને જામીન ન આપેતો તુરંગમાં મોકલવો.

૫૮. છુટકારાની અરજી મંજુર થવાથી કેદી છુટી જાય પછી તે અરજી કેદમાં જતાં પહેલાં કે પછી આપી હોય તો પટાવાળાએ તેજ હુકમનામાની બજાવણીમાં તે પ્રતિવાદીને ફરીથી કેદ પકડવો નહીં તેમજ હુકમનામાવાળાની અરજ ઉપરથી અથવા હુકમનામાવાળો ખોરાકીના પૈસા ના આપે તેથી અથવા કેદની મુદત પુરી થવાથી જે કેદી છુટી જાય તે કેદીને પણ તેજ હુકમનામાની બજાવણીમાં પટાવાળાએ ફરીથી કેદ પકડવો નહીં.

૫૯. નાદારીમાં ફરિયાદ કરી હોય તે બાબતની પ્રતિવાદી ઉપરની નોટીસ તથા અપીલની નોટીસ અથવા ઇસ્પીશીયાલ અપીલની નોટીસ અથવા ફરી તજવીજની અરજીની નોટીસ પટાવાળાએ પ્રતિવાદી ઉપર સમન બજાવવાના ફરમાન પ્રમાણે બજાવવી.

---

# પ્રકરણ ૩ જો.

## દિવાની હુકમો (પ્રોસેસો) અમલમાં લાવવાની સમજણના સવાલ જવાબ.

૧ સ. પ્રતિવાદીને સમન પહોંચાડવા ગયા અને નકલ આપવા માંડી તે નકલ લેવાની ના કહે ત્યારે તમે શું કરશો?

જ. સમનની મતલબ પ્રતિવાદીને કહી સંભળાવવી ને નકલ તેના ઉપર નાખી દેવી.

૨ સ. પ્રતિવાદીને સામનની નકલ આપવા માંડી તે લીધી

પણ સહી ન કરી આપે ત્યારે તમે શું કરશો?

જ. જે ઠેકાણે પ્રતિવાદી હોય ત્યાંના બે સારા માણસની સમન પહોંચાડ્યા બાબતની સહીઓ કરાવવી.

૩ સ. પ્રતિવાદીને તમે ઓળખતા ન હો ત્યારે સમન શીરીતે બજાવશો?

જ. વાદીને અથવા તેના માણસને તેડીને જવું અને તેની પીછાનથી સમન બજાવવો.

૪ સ. પ્રતિવાદી સમનમાં લખેલે ઠેકાણે રહેતો ના હોય પણ કોર્ટની હકુમતની હદમાં બીજે ઠેકાણે રહેતો હોય એમ ખબર પડે ત્યારે શું કરશો?

જ. વાદી બીજા ઠેકાણાનું ભથ્થુ આપે તો કોર્ટની હકુમતની હદમાં જે ઠેકાણે રહેતો હોય તે ઠેકાણે સમન બજ્યાવવો.

૫ સ. પ્રતિવાદીને તમે સમન પહોંચાડવા પ્રતિવાદીને ઘેર જાઓ તે વખતે પ્રતિવાદી ઘેર મળે નહીં ત્યારે તમે શું કરશો?

જ. સાંજસવાર ખચીત પાછો આવનાર હોય તો ત્યાં સુધી તે ગામ રહેવું ને આવે તે વખત તેને જાતે સમન પહોંચાડવો.

૬ સ. તંપાસ કર્તા એમ માલૂમ પડે કે તે ઘણે છેટે ગએલો છે અને ઘણા દિવસ સુધી પાછો આવનાર નથી ત્યારે શી રીતે કરવું?

જ. પ્રતીવાદીએ નીમેલો કોઇ મુખ્તિયાર હોય તો તેને સમન પહોંચાડવો ને તે ના હોય તો તેની સાથે રહેનાર તેના કુટુંબના પુખ્ત ઉમ્મરના માણસને પહોંચાડવો, અને તે પણ ના હોય ત્યારે તેના રહેવાના ઘરના આગલા બારણા ઉપર ચોડવો?

૭ સ. પ્રતિવાદી પોતાને ઘેર મળે નહીં. પણ તમને એમ ખબર થાયકે કોર્ટની હદમાં બીજે ઠેકાણે ગએલાછે તો તમે સમન બજાવા તે ઠેકાણે જશો?

જ. વાદી તરફથી ખર્ચ્યુ આપશે તો કોર્ટની હકુમતની હદમાં જ્યાં પ્રતિવાદી હોય ત્યાં જવું?

૮ સ. પ્રતીવાદી સમનના પોહોચે એહેવા ઇરાદાથી સંતાઇ રહેતો હોય તો શી રીતે કરશો?

જ. સમન તેના કુટુંબના પુખ્ત ઉમ્મરના મરદને અગર માણસને અથવા તેના મુખ્તીયારને પહોંચાડવો, અને તેવો ના હોય તો તેના રહેવાના ઘરના આગલા દરવાજા ઉપર ચોડવો?

૯ સ. સ્થાવર મિલકત બાબતની ફરિયાદીમાં પ્રતિવાદીને જાતે સમન પહોંચાડી શકાય નહીં. અને સમન લેવાનો અખ્તિયાર હોય એવો કોઈ તેનો મુખ્તિયાર ના હોય ત્યારે શી રીતે કરવું?

જ. દાવાવાળી સ્થાવર મિલકત પ્રતિવાદી જેને સોંપી ગયેલો હોય તેને સમન પહોંચાડવો.

૧૦ સ. પ્રતિવાદીને ઘેર તાળુ હોય ત્યારે તેને સમન શી રીતે પહોંચાડવો?

જ. પડોશીથી અથવા ગામના બીજા સારા માણસથી તપાસ કરવી કે પ્રતિવાદી ક્યાં ગએલોછે, તે તપાસમાં જે માલુમ પડે તે પ્રમાણે સમન બજાવવો.

૧૧ સ. સાહેદ ઉપરનો સમન સાહેદ ના મળે તો તમે તેને બારણે ચોડશો?

જ. ના સાહેદને તો જાતે પહોંચાડાવો.

૧૨ સ. હુકમનામું બજાવવાના માટે જપ્તીની દરખાશ્ત કરેલી હોય, અને તેથી જંગમ માલ જપ્તીમાં લેવાનો હોય

તો તમે શી રીતે કરશો?

જ. પ્રતિવાદીના કબજામાંથી જપ્તી કરવાની હોય તો દરખાસમાં લખેલો માલ સ્વાધીનમાં લેઇને જપ્તી કરવી.

૧૩ સ. પ્રતિવાદી શિવાયના માણસના કબજામાંથી જપ્તી કરવી હોય ત્યારે શી રીતે કરશો?

જ. ત્રીજા માણસને પ્રતિવાદીનો માલ કબજામાં રાખવાનો હક હોય તો માલ સ્વાધીનમાં લેઇને જપ્તી કરવી નહીં. પણ નોંધ કરવી ને માલ કબજામાં રાખવાનો હક ન હોય તો સ્વાધીનમાં લેઇને જપ્તી કરવી!

૧૪ સ. પ્રતિવાદીને ઘેર તાળું હોય ત્યારે અથવા બીજી રીતે આગલું બારણું બંધ કરેલું હોય તો જપ્તી શી રીતે કરવી?

જ. પ્રતિવાદીના રેહેવાના ઘરને આગલે બારણે તાળું હોય તો જપ્તી કરવી નહીં. પણ તે હકિકતનો કોર્ટને રીપોર્ટ કરવો, પણ બારણું બીજી રીતે બંધ કરેલું હોય તો ગામના પટેલ અગર બે સભ્ય માણસને પાસે રાખી જપ્તી કરવી.

૧૫ સ. રેહેવાના ઘર શિવાયના બીજા ઘરને તાળું હોય ને તેમાંથી માલ જપ્તી કરવાનો હોય ત્યારે કેમ કરવું?

જ. તે ઘરનું તાળું તોડી પટેલ અગર બે સારા માણસની સમક્ષ જપ્તી કરવી.

૧૬ સ. આગલુ બારણું ઉઘાડું હોય અને અંદરના બીજા બારણાં બંધ હોય ત્યારે શી રીતે કરવું.

જ. અંદરના બારણાં બંધ હોય ત્યારે તે ઉઘાડવા સારૂ પ્રતિવાદીને અથવા ઘરનાં જે હોય તેને કેહેવું ને તે ના ઉઘાડી આપેતો તાળું તોડી જપ્તી કરવી.

૧૭ સ. ત્રીજા સક્ષસના ઘરમાં પ્રતિવાદીએ માલ ભર્યો હોય અને તે ઘરનું આગલું બારણું બંધ કરેલું હોય ત્યારે

શીરીતે જપ્તી કરવી.

જ. તે ઘરના ધણીને બારણું ઉઘાડવાનું કહેવું અને ના ઉઘાડી આપેતો બારણાં તોડી જપ્તી કરવા ઘરમાં પેસવું.

૧૮ સ. જે જણસો હરાજ થતાં સુધી બગડી ગયા વગર રહે નહીં. તેવી જણસો વાદી જપ્ત કરવાનું કહે તો જપ્તી કરશો?

જ. ના જપ્તી કરવી.

૧૯ સ. પ્રતિવાદીના કુટુંબના જરૂરિયાત પહેરવાના લુગડાં તથા તેના ધંધાના ઓજાર ને ઉપજીવીકાના સાધન જપ્તીમાં લેશો?

જ. હેવો માલ જપ્તી થઇ શકતો નથી માટે ના.

૨૦ સ. સ્થાવર મિલકત હરાજીના ખરીદદારને કબજે અપાવવાની હોય અને તે મિલકતમાં ઘર હોય તેને આગલે બારણે તાળું હોય તો શીરીતે કરવું?

જ. કબજો તાળુ તોડી અપાવવો.

૨૧ સ. હરાજીના ખરીદદારને કબજે અપાવવાના ઘરમાં પ્રતિવાદીનો જંગમ માલ હોય તે પ્રતિવાદી કહાડી લે જાય નહીં ત્યારે શુ કરવું?

જ. તે માલ ઘરની બહાર કાહાઢી નાખી ખરીદદારને કબજો અપાવવો, પણ પ્રતિવાદી અથવા તેના તરફનું કોઈ માણસ હાજર ના હોયતો તે માલ ખરીદદારને ખર્ચે કોરટમાં લાવવો અને ખરીદદાર ખર્ચ ના આપે તો કબજો અપાવ્યા શિવાય પાછા આવવું.

૨૨ સ. પ્રતિવાદીને કેદ પકડ્યો હોય ને તે તમારા હાથમાંથી નાશી જાય તો શું કરવું?

જ. એવા પ્રતિવાદીને ફરીથી પકડવો અને ફરી પકડવામાં તે પોતાના ઘર બારણાં બંધ કરી ઘરમાં પેશી ગએલો

હોય તો બારણાં તોડી કેદ પકડવો.

૨૩ સ. જપ્ત કરેલો માલ કોરટમાં લાવવા ગાડાં વિગરે જોઇએ તેનું શું કરવું?

જ. ગાડાં વિગરેનો ખર્ચ વાદી પાસેથી લેવો અને તે ગાડાં વિગરે લાવવા ગામના પટેલની મદતમાગવી.

૨૪ સ. પ્રતિવાદીને કેદ પકડવાનું વારંટ બજાવવાનું હોય ને પ્રતિવાદી પોતાના ઘરના આગલા બારણાં બંધ કરીને બારીયે બેઠેલો હોય તો તમે થી રીતે કરશો?

જ. બારી અગર જાળી એટલી નીચી હોય કે પ્રતિવાદીને શરીરે બાહાર ઉભા રહીને હાથ અરકાડી શકાય તો તે પ્રમાણે હાથ તેના શરીરને અરકાડી કહેવું કે ફલાણા વારંટથી તમને કેદ પકડ્યાછે એમ કહીને પછી બારણાં ઉઘાડવાનું કહેવું. ને તે ઉઘાડે નહીંતો બારણાં તોડી-નાખી કેદ પકડવો.

૨૫ સ. રવીવારને દિવસે અથવા કોરટ બંધ હોય હેવા બીજા કોઇ દિવસો પ્રતિવાદીને કેદ પકડવો કે નહીં.

જ. હા પકડવો પણ ગ્રહણને દિવસે પકડવો નહીં.

૨૬ સ. પ્રતીવાદીને કેદ પકડવા તમે ગયા હો અને પ્રતિવાદી ઘરની બહાર તમને મળે તેને તમે વારંટનો મજકુર કોહો અને પ્રતિવાદી કહે કે હા ચાલો હું તમારી સાથે વારંટના હુકમ મુજબ આવુંછું પણ મને ઘરમાં જઈ લુગડાં પહેરી આવવાદો.એમ કહી તમારી રજા લેઇ ઘરમાં પેશી તે બારણાં બંધ કર્યાંછે તો તમે શુ કરશો?

જ. એવી રીતે એક વખતે કેદમાં પકડ્યા પછી ઘરમાં પેસે તો તેને બારણા તોડી પકડવો.

૨૭ સ. હુકમનામું બજાવવામાં જંગમ માલ જપ્તીમાં પકડ્યો

હોય ત્યારે તમે તે બાબતની યાદ શી રીતે કરશો?

જ. હું કારકુન ચુનીલાલ શંકરલાલ દોંગા રીપોર્ટ કરૂં છું કે પ્રતિવાદીનો નીચે લખેલો માલ સ્વાધિનમાં લઈ જપ્ત કરેલોછે એ શિવાય બીજો યાદીમાં લખેલો માલ નજર આવ્યો નહીં એ મુજબ લખો માલની વીગત બતાવવી અને તારીખ નાખી કારકુનની સહી કરવી અને ગામના બે સારા માણસની સાહેદી કરાવવી.

૨૮ સ. સ્થાવર મિલકતની હરાજી કરતી વખતે તમે હરાજી શી રીતે કરશો.

જ. હરાજી શીરૂ કરતા પહેલાં જાહેર રીતે લોકોને ખબર આપવી કે, અ. બ. મુનસીફ કોરટના હુકમથી હરાજીના જાહેરનામામાં લખ્યા મુજબની હરાજી થાયછે. એમાં જેની ખુશી હોય તે માગણી કરે.સૌથી માગણી વધારે કરશે તેને ખરીદદાર ગણવામાં આવશે. એ હરાજી કોરટ મંજુર કરેથી કાયમ ગણાશે.હરાજીના રૂપીયા હરાજીની તારીખથી દીન ૮સુધીમાં ભરવા પડશે એ પ્રમાણે ભરવામાં નહીં આવેતો ફરીથી મિલકત હરાજ થશે તેમાં પહેલી હરાજી કરતાં ઓછી કીમત ઉપજશે તે ખોટ આગલા ખરીદદાર પાસેથી જાણે તેના ઉપર હુકમનામું થયું હોય એ રીતે વસુલ કરી લેવામાં આવશે.

૨૯ સ. એ રીતે લોકોને જાહેર ખબર આપ્યા પછી હરાજી થાય તેની યાદી શી રીતે કરશો?

જ. જપ્ત થએલી મિલકત આજ રોજ હરાજ કરી હરાજીના જાહેરનામાનો મજકુર પ્રસિદ્ધ રીતે વાંચી સંભળાવ્યો હરાજી ક. ગામમાં સવારના અગીયાર વાગતે શરૂ કરી તેનીચેની વીગત મુજબની હદહુદની મિલકતમાં-

નો પ્રતિવાદીનો હક હિસ્સો અને શબંધ હરાજ કર્યા.

વેચાંણ આપ્યાની કીંમ્મતના રૂપીયા. અ. બ.

રૂ (સૌથી ઊંચામાં ઊંચી માગણીવાળા અને ખરીદ દાર) ખરીદીના નાણાં આજથી દીવસ ૮સુધીમાં ભરવા કબૂલત લેવામાં આવીછે.

એ મુજબ લખી યાદી ઉપર તારીખ લખી કારકુને સહી કરવી, અને બે માણસની સાક્ષી કરાવવી.

